॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

॥ શ્રીયમુને મહારાણીજીકી જય ॥

શ્રીનડીઆદ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયદ્વારા
પ્રકાશિત ગ્રન્થમાળા. ગ્રન્થરત્ન ૧.

શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત

# ॥ શ્રીયમુનાષ્ટકમ્ ॥

પ્રાચીન સંસ્કૃત ટીકાઓના આધારે શુદ્ધ સરળ
ગુજરાતી ભાષાન્તર કરી

છપાવી પ્રકટ કરનાર,
શા. મગનલાલ ભાઇજીભાઈ.
મંત્રી—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય
નડીઆદ.

આવૃત્તિ ૨ જી   પ્રત ૨૦૦૦
સં ૧૯૭૪   શ્રીવલ્લભાબ્દ ૪૪૫

ન્યોછાવર રૂ. ૦-૨-૦

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ. સોમ[illegible]ંગળદાસે
છાપ્યું, ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

# ૮૪ વૈષ્ણવોની નામાવલી.





૧ દામોદરદાસ હરસાનીજી
૨ કૃષ્ણદાસ મેઘન
૩ દામોદરદાસ સંભરવાલા
૪ પદ્મનાભદાસ
૫ રજોબાઇ ક્ષત્રાણી
૬ પુરૂષોત્તમદાસ શેઠ
૭ રામદાસ સારસ્વત બ્રાહ્મણ
૮ ગદાધરદાસ કપિલ
૯ વેણીદાસ માધવદાસ
૧૦ હરિવંશ પાઠક
૧૧ ગોવિંદદાસ ભલ્લા
૧૨ અમ્મા ક્ષત્રાણી
૧૩ ગજ્જનધાવન ક્ષત્રી
૧૪ નારાયણદાસ બ્રહ્મચારી
૧૫ એક ક્ષત્રાણી મહાવનનાં
૧૬ જીયદાસ ક્ષત્રી સુરતના
૧૭ દેવાકપુર ક્ષત્રી
૧૮ દિનકરદાસ શેઠ
૧૯ મુકુંદદાસ કાયસ્થ
૨૦ પ્રભુદાસ ક્ષત્રી જલોટા
૨૧ પ્રભુદાસ ભાટ
૨૨ પુરૂષોત્તમદાસ આગ્રાના
૨૩ ત્રિપુરદાસ કાયસ્થ
૨૪ યાદવેન્દ્રદાસ કુંભાર
૨૫ ગુસાંઈદાસ સારસ્વત બ્રાહ્મણ
૨૬ પૂર્ણમલ્લ ક્ષત્રી
૨૭ માધવભટ્ટ કાશ્મીરી
૨૮ ગોપાલદાસ વાંસવાડાના
૨૯ પદ્મરાવલ સાચોરા
૩૦ પુરૂષોત્તમ જોશી
૩૧ જગન્નાથ જોશી
૩૨ રાણાવ્યાસ ગોધરાના
૩૩ રામદાસ સાચોરા
૩૪ ગોવિંદ દુવે
૩૫ રાજા દુવે માધવ દુવે
૩૬ ઉત્તમશ્લોકદાસ સાચોરા
૩૭ ઇશ્વર દવે સાચોરા
૩૮ વાસુદેવદાસ છકડા
૩૯ બાબવેણુ કૃષ્ણદાસ ઘઘરી
૪૦ જગતાનંદદાસ સારસ્વત
૪૧ આનંદદાસ વિશ્વંભરદાસ
૪૨ એક બ્રાહ્મણી અડેલનાં
૪૩ એક ક્ષત્રાણી
૪૪ સાસુવહુ ગોરજા ને સમરાઈ
૪૫ કૃષ્ણદાસ
૪૬ ભુલામિશ્ર
૪૭ રામદાસજી મીરાંબાઇના પુરોહિત
૪૮ રામદાસજી ચુહાણ
૪૯ રામાનંદ પંડિત થાનેશ્વરના

॥ श्रीकृष्णाय नमः

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

श्रीमद्वल्लभाचार्यविरचितं

# ॥ श्रीयमुनाष्टकम् ॥



શ્રીમદ્વિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઇજી ) શ્રીયમુનાષ્ટકની ટીકા કરતાં પ્રથમ મંગલાચરણ કરે છે.

विश्वोद्धारार्थमेवाऽऽविर्भूतवृन्दावनप्रियाः ।
कृपयन्तु सदा तातचरणा मयि विठ्ठले ॥

( શ્રીમહાપ્રભુજીની પ્રાર્થના કરે છે ) વિશ્વના ઉદ્ધારને માટે શ્રીમદાચાર્યજી મારા ઉપર સદૈવ કૃપા કરો. તે શ્રીમહાપ્રભુજી કેવા છે કે પ્રકટ જે વૃંદાવન તેથી પોતે અભિન્ન છે. એવી રીતે કૃપાની પ્રાર્થના કરવાનો અભિપ્રાય એવો છે કે મારામાં યથાશાસ્ત્ર શ્રીયમુનાષ્ટકની વિવૃત્તિ કરવાની શક્તિ સિદ્ધ થાય, તેમજ આર્થીક નમનરૂપ મંગલાચરણ પણ થાય તેથી પ્રાર્થના કરીને અભિપ્રેત (ઇચ્છિત) જે ઉદ્ધાર છે તેનો ભજનાનંદની પ્રાપ્તિરૂપ છે તે ભજનાનંદ સિદ્ધ થવામાં ભક્તને દીનતા એજ સાધન છે. એવું વિચારીને ૧ ભક્તિ ૨ ભક્તિમાં આવતા પ્રતિબંધનો નાશ ૩ ભક્તિમાં ઉપયુક્ત પદાર્થની સંપત્તિ-પ્રાપ્તિ એ ત્રણ વાત અર્થજ્ઞાનપૂર્વક શ્રીયમુનાષ્ટકના પાઠથી સિદ્ધ થશે એમ જણાવવાને માટે શ્રીયમુનાજીનું સ્વરૂપ તથા તેમનું ઉપકારકપણું તથા કૃપાળુતા એ સર્વ સૂચન સાથે શ્રીગુસાંઇજી વ્યાખ્યાન કરે છે.

मूलम्—नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा ।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥

**सान्वयपदार्थः—सकलसिद्धिहेतुम्** સર્વ સિદ્ધિઓને આપનારાં, **मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम्** મુર નામના દૈત્યના શત્રુ (ભગવાન) ના ચરણકમલ વિષે પ્રકાશમાન અને ઘણી એવી રજ જેમાં (જલ કરતાં) અધિક છે. અને **तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना** કિનારામાં રહેલાં નવાં વનોમાં ખુલ્લી રીતે દેખાતાં; હર્ષરૂપી ફુલસહિત જલે કરીને **सुरासुरसुपूजितस्मरपितुः** સુર અને અસુરોએ સારી રીતે પૂજેલા સ્મરના પિતા (શ્રીકૃષ્ણ) ની શોભાને **बिभ्रतीम्** ધારણ કરનારા **यमुनाम्** શ્રીયમુનાજીને **अहम्** હું (શ્રીવલ્લભાચાર્યજી) **मुदा** હર્ષ વડે **नमामि** નમન કરૂં છું,

**શબ્દાર્થ**—શ્રીયમુનાજીને હર્ષથી નમન કરૂં છું આપ કેવા છો કે સાક્ષાત લીલોપયોગિ દેહપ્રાપ્તિ આદિ જે પુષ્ટિમાર્ગીય આઠ પ્રકારની સિદ્ધિ છે તેના હેતુરૂપ છો, અને જલના દોષાત્મક જે મુર નામે દૈત્ય તેના શત્રુ જે શ્રીકૃષ્ણ તેમના ચરણારવિંદમાં ચળકતી એવી અધિક રેણુ છે જેમાં એવાં શ્રીયમુનાજી છે (એ વિશેષણથી દોષ ભય અને ભગવત્પ્રાપ્તિમાં વિલંબ દૂર કર્યો) વળી કેવા છે કે એ કિનારાઓમાં રહેલા એવાં જે નવિન વન તેમાં જેનો સુગંધ પ્રકટ છે એવા પુષ્પોયુક્ત જે જળ તેથી સુર અને અસુરોથી પૂજાયેલ જે સ્મરપિતા (ભગવાન) તેમની શોભાને ધારણ કરવાવાળા છે. (આ વિશેષણથી દોષ નિવર્તકપણું અને ભગવદ્વિષયકભાવ ઉત્પાદક પણું સુચન કર્યું) અર્થાત્ શ્રીયમુનાજીના જલ દર્શનથી શ્રીભગવાનનું સ્મરણ થાય છે અને તેમનામાં ભાવ ઉત્પન્ન થાય છે.

**ટીકા**—પ્રભુની અનેક પ્રકારની લીલા તદુપયુક્ત જે શ્રીયમુનાજી તેમની સ્તુતિ કરતાં પ્રથમ જેમ શ્રીગોકુલેશજી અર્થાત્ શ્રીઠાકુરજીના વિષયમાં જીવ નમન શિવાય બીજું કાંઇપણ કરવા સમર્થ નથી તેજ પ્રમાણે શ્રીયમુનાજીમાં પણ એજ અભિપ્રાયથી શ્રીમહાપ્રભુજી नमामि એ પદથી નમનજ કરે છે. હવે આઠ શ્લોકથી શ્રીકાલિંદીજીની સ્તુતિ કરવાનો અભિપ્રાય એવો છે કે શ્રીભગવાને શ્રીકાલિંદીજીને આઠ પ્રકારનું ઐશ્વર્ય આપેલું છે, તે આઠ પ્રકાર શ્રીહરિરાયજીએ નથા

ષોત્તમજીએ શ્રીયમુનાષ્ટકની પોતાની ટીકાઓમાં લખ્યા છે. તે પ્રકારના ઐશ્વર્યનું સ્વરૂપ. ૧ સકલ સિદ્ધિ હેતુપણું, ૨ વાનમાં ભક્તિ વધારવી, ૩ ભગવાનના સંબંધમાં પ્રતિબંધ વાથી ભગવાનના અનુભવની યોગ્યતામાં જે શુદ્ધિ ( પુષ્ટિમાર્ગીય ) તેનું જે સંપાદન કરવું ( લોકને પવિત્ર કરવાપણું ) એનું તાત્પર્ય એ છે કે ભગવાનની પ્રાપ્તિમાં જે વિઘ્ન આવે તેને દૂર કરીને તેને અનુભવ થાય તેવી શુદ્ધિ કરનાર શ્રીયમુનાજી છે ૪ શ્રીયમુનાજીમાં ભગવાનના બરોબર ૭ ધર્મ છે તેથી વિનાશ્રમે ભગવાનનો સંબંધ કરાવવાપણું, ૫ ભક્તના દોષનું નિવારણ કરવુ ૬ પોતાના સેવનથી વ્રજભક્તના જેવા (જીવને) ભગવાનના કૃપાપાત્ર કરવા ૭ ભગવાનની સેવા ઉપયોગિ દેહનું સંપાદન કરવું, ૮ પ્રભુના પ્રસ્વેદ (શ્રમજલ) નુ જલ પોતાના જળમાં મળેલું હોય તેનો સંબંધ કરવો.

**मूलम्—कलिंदगिरिमस्तके पतदमंदपूरोज्ज्वला**
**विलासगमनोल्लसत् प्रकटगण्डशैलोन्नता ॥**

સાન્વયપદાર્થઃ—कलिंद गिरिमस्तके કલિંદ પર્વતના શિખર ઉપર पतदमंदपूरोज्ज्वला પડતા એવા ઘણા પ્રવાહે કરીને ઉજ્વલ ( અને विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता વિલાસપૂર્વક ચાલવાથી શોભાયમાન અને ખુલ્લી રીતે દેખાતા ગંડશૈલોએ કરીને ઉચાં.

**શબ્દાર્થઃ**—કલિંદ નામે પર્વતના શિખર ઉપર પડતા એવા ઘણા પ્રવાહે કરીને ઉજ્જવલ વિલાસપૂર્વક ચાલવાથી શોભાયમાન અને ખુલ્લી રીતે દેખાતી મોટી શિલાઓએ કરીને અતિશય ઉંચાં.

**ટીકાઃ**—અહીં કોઈ એમ શંકા કરે કે જેમ બીજી નદીઓ છે તેમજ શ્રીયમુનાજી છે તો તેમાં પ્રથમ શ્લોકમાં કહેલી સર્વ વાત કેમ સંભવે ? તો કહે છે કે, શ્રીમહાપ્રભુજી એવું સૂચન કરે છે કે, આધિદૈવિક શ્રીયમુનાજીમાં એ સર્વ ઉચિતજ છે; અને ઉપલી શંકા મનમાં લાવીને પ્રયોજન કહે છે કે, સૃષ્ટિ ત્રણ પ્રકારની છે. પહેલી આધિભૌતિકી, બીજી આધ્યાત્મિકી, અને ત્રીજી આધિદૈ

વિકી. તેમાં એતો સિદ્ધ વાત છે કે આધિદૈવિકી સૃષ્ટિનો એ વેદ છે તેથી જે સૃષ્ટિ વેદાધાર છે તે આધિદૈવિકી કહેવાય વાત ઉત્તરમીમાંસાના देवता विग्रहाधिकरणमां " शब्द इतिचे (૧-૩-૨૮) ના અણુભાષ્યમાં શ્રીમહાપ્રભુજીએ બીજા મ નિરાસ પૂર્વક સિદ્ધ કરી છે. તેથી શ્રીયમુનાજીને આધિદૈ... જાણવાં; કેમકે શ્રીયમુનાજીના સ્વરૂપમાં પ્રમાણ વેદ છે તેમનો આવિર્ભાવ વેદમય સૂર્યથી છે. અને સૂર્ય વેદમય છે એમ યજુર્વેદના તૈત્તિરીય શાખાના બૃહન્નારાયણોપનિષદમાં ' आदित्यो वा एष एतन्मंडलंतपति " એ અનુવાકમાં કહ્યું છે. અને સૂર્ય મંડલમાં તેજોમય પુરૂષાકૃતિ પરબ્રહ્મ છે એમ વ્યાસ સૂત્રના અધ્યાય ૧ પાદ ૧ સૂત્ર ૧૯ માં अन्तस्तद्धर्मोपदेशात् એ અધિકરણમાં નિર્ણય છે. તેમજ બૃહદારણ્યક ઉપનિષદના પંચમ બ્રાહ્મણમાં મધુવિદ્યામાં यश्चायमादित्ये तेजोमयः થી આરંભીને " अयमेवस योऽयं " સુધીમાં એ પર બ્રહ્મનું વ્યાપકપણું સિદ્ધ કરેલું છે, એ વિના પણ અનેક પ્રમાણ છે. એ રીતે શ્રીયમુનાજીનું આધિદૈવિકપણું તેમજ બીજી નદીઓથી વૈલક્ષણ્ય સિદ્ધ થયું; તેમજ પદ્મપુરાણમાં પણ त्रय्येषा ऋग्यजुःसाम्नामादित्य इति गीयते તેમજ दिवसे दिवसे भानुरादायाद्रायवत्तजः उदयाचलतःपुत्रीं नयत्यस्ताचलं मुने॥ यमुनापततो नित्य ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ એ ત્રણ વેદમય સાક્ષાત્ સૂર્ય છે. તે પોતાની પુત્રી યમુનાજીને પ્રતિદિન ઉદયાચલથી અસ્તાચલ અને ત્યાંથી ફરી ઉદયાચલ લઈ જાય છે.) ઈત્યાદિક વચનોથી શ્રીયમુનાજી આધિદૈવિક અને નિત્ય છે એમ સિદ્ધ છે. શ્રીયમુના એ સંજ્ઞામાં કોઈ એક ધર્મ રહેલો છે અને તે राज એ નામે કહેવાય છે. અને કાલિંદી એ નામનો અભિપ્રાય એ છે કે, કલિંદ નામના પર્વતે શ્રીયમુનાજી પાસે વરદાન માગ્યું કે, હે આદિત્યનંદિનિ! આપ મારા ઉપર કૃપા કરીને મારા શિખરાદિક ભાગમાં પ્રવેશ કરીને (પૃથ્વી ઉપર) પધારો; અને તેથી આપનું કાલિંદી એવું નામ કહેવાશે. એ પ્રમાણે સર્વ તાત્પર્ય શ્રીમદાચાર્યચરણ

હૃદયમાં ધારણ કરીને કલિંદગિરિ ઇત્યાદિક પદોવડે ઉપન્યાસ કરે છે. શ્રીયમુનાજી સૂર્યમંડલથી પ્રગટ થતાં સર્વથી શ્રેષ્ઠતાથી વર્તે છે. વળી સૂર્યમંડલથી કલિંદ પર્વતના શિખર ઉપર ઘણા પ્રવાહથી પડવાથી ફેન ઉત્પન્ન થાય છે, તેથી શ્રીયમુનાજીનું સ્વરૂપ વાસ્તવિક રીતે શ્યામ હોવા છતાં પ્રવાહ શ્વેતરૂપે દર્શન આપે છે. વળી ઉંચા પર્વતોમાં નીચા ઉંચા ભાગોમાં થઇને ગમન કરતાં હોવાથી ઉપર ચઢવું અને નિચે ઉતરવું એવા બે વિલાસથી ગમન છે તેથી અત્યંત શોભે છે

હવે ઉંચા નીચા પ્રદેશોમાં ગમનની શોભા વર્ણન કરે છે.

**मूलम्—सघोषगतिदंतुरासमधिरूढदोलोत्तमा**
**मुकुंदरतिवर्द्धिनी जयति पद्मबंधोः सुता ॥२॥**

सान्वयपदार्थः—सघोषगतिदंतुरा શબ્દસહિત ચાલવાથી વિવિધ તરેહના વિકારવાળાં (અને) असमधिरूढदोलोत्तमा ઉત્તમ પાલખી જેણે સારી રીતે આરોહણ નહિ કરેલી હોય નહિં શું ? એવાં मुकुंदरतिवर्द्धिनी મુક્તિને આપનારા (ભગવાન)માં પ્રીતિને વધારનારાં पद्मबंधोः કમલના બંધુ (સૂર્ય)નાં सुता પુત્રી (શ્રીયમુનાજી) जयति જયને પામે છે.

**શબ્દાર્થ**—શબ્દસહિત ચાલવાથી વિવિધ પ્રકારના વિકારવાળાં ઉત્તમ પાલખી જેણે સારી રીતે નહિ આરોહણ કરેલી હોય શું ? તેમ દેખાતાં એવાં અને મુક્તિ આપનારા જે શ્રીભગવાન તેમાં પ્રીતિને વધારનારાં અને કમલના બંધુ જે સૂર્ય તેનાં પુત્રી શ્રીયમુનાજી જયને પામે છે.

**ટીકા**—સશબ્દ (શબ્દસહિત) જે ગતિ તેથી વિકારયુક્ત અથવા વ્રજજનાદિકની ગતિથી વિવિધ વિકારયુક્ત, એ વિશેષણમાં ઘોષ શબ્દ દ્વિઅર્થી છે, સંસ્કૃતમાં શબ્દ થવો એનું નામ પણ ઘોષ છે, અને જ્યાં વ્રજ હોય ત્યાં તે ભૂ (પૃથ્વી) ભાગને પણ ઘોષ કહેવાય છે; એ બંને અર્થ બતાવ્યા અને દંતુર શબ્દનો અર્થ ઉંચો નીચો એવો થાય છે, તો પણ શ્રીગુસાંઇજીએ પરમભક્ત

જયદેવકવિના કાવ્યનું પ્રમાણ લઈને વિકારયુક્ત એવો અર્થ કર્યો છે. સમાન ભૂમિમાં જ્યાં પધારે છે ત્યાં પવનથી ઘણી લહેરો દેખાય છે, ત્યાં એવી ઉત્પ્રેક્ષા થાય છે કે જાણે શ્રીયમુનાજી પાલખીમાં બેશીને પધારે છે કે શું? આંહીં શ્રીયમુનાજીનું આધિભૌતિક સ્વરૂપ જલાત્મક છે એજ પાલખીને સ્થાને અને તેમાં બેસીને આધિદૈવિક શ્રીયમુનાજી પધારે છે. અર્થાત્ એમ જણાય છે કે શ્રીયમુનાજી પાલખીમાં નથી બિરાજતાં તો પણ જાણે બિરાજે છે. એવી શોભા શ્રીયમુનાજીની છે. તે પછી પૃથ્વી ઉપર પધારીને મુકુંદ જે મુક્તિ આપનાર શ્રીભગવાન્ તેમનામાં પ્રીતિ વધારવાવાળાં શ્રીયમુનાજી ઉત્કૃષ્ટતાથી વર્તે છે. આ શ્લોકથી એમ સિદ્ધ થયું કે શ્રીયમુનાજી સૂર્યમંડલથી પ્રગટ થઈને કલિંદ પર્વતના શિખરાદિક ભાગમાં આવીને પૃથ્વીમાં પધારીને પ્રભુના ચરણકમલમાં પ્રીતિ વધારવાવાળાં થયાં. એ પાંચ વિશેષણથી બીજું ઐશ્વર્ય "શ્રીભગવાન્માં ભક્તિવર્દ્ધકપણું" એ સ્પષ્ટ સિદ્ધ થયું. એજ પ્રકારે શ્રીમદ્આચાર્ય ચરણોએ શ્રીયમુનાજીનું આઠ પ્રકારનું ઐશ્વર્ય ક્રમથી બતાવ્યું છે.

હવે ત્રીજા શ્લોકમાં પૃથ્વીમાં પધારીને ભગવાનમાં પ્રીતિ કરાવવારૂપી શ્રીયમુનાજીનું ઐશ્વર્ય શ્રીમહાપ્રભુજી કહે છે.

**मूलम्—भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः**
**प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः**
**तरङ्गभुजकङ्कणप्रकटमुक्तिकावालुका।**
**नितम्बतटसुन्दरीं नमतकृष्णतुर्यप्रियाम् ॥६॥**

सान्वयपदार्थः—भुवनपावनीम् ( સર્વ ) લોકને પવિત્ર કરનારાં भुवं પૃથ્વી ઉપર अधिगताम् પધારેલાં प्रियाभिः પ્રિય સખીઓએજ इव જેમ अनेकस्वनैः અનેક જેના શબ્દો છે (એવા) शुकमयूरहंसादिभिः પોપટ, મોર, અને હંસ વગેરે (પક્ષીઓ) એ सेविताम् સેવા કરાયેલાં (અને) तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुका नितंबतटसुंदरीम् તરંગ જે

લેહેરો તે રૂપી ભુજામાં ( રહેલાં ) કંકણને વિષે ખુલ્લી રીતે દેખાતા મુકતાફળરૂપી જે વાલુકા ( રેતી ) તે વડે યુક્ત એવા કટિપશ્ચાત ભાગે કરીને સુંદર એવાં कृष्णतुर्यप्रियाम् કૃષ્ણનાં ચોથાં પ્રિયા (શ્રીયમુનાજી ) ને नमत નમન કરો.

શબ્દાર્થ—સર્વ લોકને પવિત્ર કરનારાં અને તેટલાજ માટે પૃથ્વી ઉપર પધારેલાં અને પ્રિય સખીઓએંજ કિંવા દાસીઓએંજ જેમ સેવા કરાય તેમ અનેક શબ્દવાલાં પોપટ, મોર અને હંસ વિગેરે પક્ષીઓએ સેવા કરેલાં, અને પોતાની લેહેરો રૂપી શ્રીહસ્ત વિષે રહેલાં કંકણમાં ખુલ્લી રીતે દેખાતાં મુકતાફળ રૂપી વેળુ વડે યુક્ત એવા કટિપશ્ચાતભાગથી સુંદર એવાં શ્રીકૃષ્ણ પ્રભુનાં ચોથાં પ્રિયા શ્રીયમુનાજીને નમન કરો.

ટીકા—શ્રીમહાપ્રભુજી પોતાના શિષ્ય પ્રતિ “ શ્રીયમુનાજીને નમન કરો ” એવો ઉપદેશ કરે છે. તે શ્રીયમુનાજી કેવાં છે કે સર્વે લોકને પવિત્ર કરવાવાળાં. શ્રીયમુનાજીને પૃથ્વી ઉપર પધારવાનું એજ પ્રયોજન છે, યમ પ્રત્યે શ્રીયમુનાજીનું વાકય છે કે સાત સમુદ્ર, સાત દ્વીપ, ચાર આરા, એઓનું ભેદન કરીને પવિત્ર કરતાં છતાં સ્વાશ્રિતના પાપનો નાશ કરવા માટે રમતી રમતી હું પૃથ્વીમાં ઉદયાચલ પ્રત્યે ગમન કરીશ. બીજાં બે વિશેષણ વડે સ્નેહ દ્યોતન થાય છે, જો ભગવાનને વિષે સ્નેહ ન થાય તો મુલ ધામને ત્યાગ કરી ભુવન પાવનરૂપ કાર્યને માટે પૃથ્વીમાં ન આવે; અને આવીને પણ લીલાને માટે સામગ્રી સહિત ન થાય; અને તેથી અતિશય પણ ન થાય. તે હેતુ માટે ભગવાનને વિષે સ્નેહનું સૂચન થાય છે. વળી જુદા જુદા શબ્દ કરવાવાળા જે પોપટ, મોર, હંસ, વિગેરે પક્ષિઓથી સેવા કરાયેલ છે તે જાણે પોતાની સખીઓથી સેવાયેલ હોય તેમ. આ વિશેષણથી ભગવદ્વિષયક રસનો અત્યંત ભાવ સૂચન કર્યો. એ પ્રમાણે તીરની શોભા કહી, તેવીજ રીતે આપ પણ શોભાયમાન છે તે કેવી રીતે કે, જ્યારે પોતાની લહેરો કિનારે આવી ફેલાઈ જાય છે ત્યારે તીરના વેળુ મોતી સમાન શોભા આપે

છે. **कृष्णतुर्यप्रियाम्** એ વાક્યનું વિવૃત્તિમાં શ્રીગુસાંઈજીએ વ્યાખ્યાન કર્યું નથી, કેમકે નમનનું તાત્પર્ય પૂર્વે સ્ફુટ છે. શ્રીહરિરાયજી ટીપ્પણમાં કહે છે કે શ્રીભાગવતમાં કાલિંદી અને યમુનાજીનો ભેદ મૂલમાં બતાવ્યો છે. અને તેનો આધિભૌતિક અને આધિદૈવિક ભાવ શ્રીસુબોધિનીજીમાં નિરાસ કર્યો છે. યમુના માહાત્મ્યમાં રુકિમણિ આદી ત્રણથી સાપેક્ષિત ચોથાં શ્રીયમુનાજી હોઈ શકતાં નથી પરંતુ ત્રણ ગુણથી સાપેક્ષિતગુણાતીતરૂપે ચોથાં વર્ણન કરાયેલ છે.

હવે આ ચોથા શ્લોકમાં શ્રીમહાપ્રભુજી શ્રીયમુનાજીમાં ભગવાનના સમાન ધર્મ છે તે ધર્મનું સૂચન કરે છે.

**मूलम्—अनंतगुणभूषिते शिवविरंचिदेवस्तुते ।**
**घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥**
**विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते ।**
**कृपाजलधिसंश्रिते मम मनःसुखं भावय ॥४॥**

**सान्वयपदार्थः—अनंतगुणभूषिते** અનંતગુણોએ કરીને શોભાયમાન ( અને ) **शिवविरंचिदेवस्तुते** મહાદેવ, બ્રહ્મા અનેદેવતાઓએ સ્તુતિ કરેલાં **सदा** નિરંતર **घनाघननिभे** મોટા મેઘના સરખી કાંતિવાળાં ( તેમજ ) **ध्रुवपराशराभीष्टदे** ધ્રુવ અને પરાશરને ઇચ્છિત ફલ દેવાવાલાં **विशुद्धमथुरातटे** વિશેષે કરીને શુદ્ધ એવાં મથુરાજી જેના કિનારા વિષે છે ( અને ) **सकलगोपगोपीवृते** બધાં ગોપ અને શ્રીગોપીજનોએ કરીને વીંટાએલાં ( તેમજ ) **कृपाजलधि संश्रिते** દયાના સમુદ્રરૂપી (શ્રીપ્રભુ)નો સારી રીતે આશ્રય કરીને રહેલાં એવાં ( હે શ્રીયમુનાજી ) **मम** મારા **मन सुखं** મનના સુખને **भावय** વિચારો.

**શબ્દાર્થઃ**—અનંત ગુણોએ કરીને શોભાયમાન્ અને મહાદેવ, બ્રહ્મા અને દેવતાઓએ સ્તુતિ કરેલાં, નિરંતર મોટા મેઘના સરખાં કાંતિવાળાં તેમજ ધ્રુવ અને પરાશરને ઇચ્છિત ફલ દેવાવાળાં અને વિશેષે કરીને શુદ્ધ એવાં મથુરાજી જેના કિનારા વિષે છે, સર્વ

ગોપ અને ગોપીજનોએ કરીને વીંટાએલાં અને દયાના સાગર સદાનંદ શ્રીપ્રભુનો સારી રીતે આશ્રય કરીને રહેલાં એવાં હે શ્રીયમુનાજી! તમેજ મારા મનને જેમ સુખ થાય તેમ વિચારો.

**વિવેચનઃ**—ભગવાન્ ષડ્ગુણ વિશિષ્ટ છે તેવાંજ શ્રીયમુનાજી પણ છે. એ ઐશ્વર્યાદિક ષટ્ગુણ બે પ્રકારના સમજવા એક પુષ્ટિમાર્ગીય અને બીજા મર્યાદામાર્ગીય. ત્યાં શંકા થાય કે પુષ્ટિમાર્ગીય ગુણ કયા કયા અને કયાં લખેલા છે? ત્યાં કહે છે કે ષડ્ગુણ શ્રીભાગવતદશમસ્કંધના ફલ પ્રકરણમાં અને વેણુગીતમાં धन्यास्त्विघाति એ શ્લોકથી છ શ્લોકે કરીને નિરૂપિત છે, તે ગુણ અહિં છ વિશેષણથી શ્રીયમુનાજીમાં નિરૂપણ કરે છે, આ શ્લોકમાં સંસ્કૃત રીતિથી જેટલાં વિશેષણ આપ્યાં છે તે બંનેનાં છે, એટલે શ્રીયમુનાજીનાં તથા શ્રીપ્રભુનાં છે, પરંતુ પ્રભુપક્ષમાં સર્વ વિશેષણ સપ્તમી વિભકત્યાંત છે, અને શ્રીયમુનાજીના પક્ષમાં એ સર્વ વિશેષણ સંબોધનથી છે. હવે અનંત અસંખ્ય ગુણ જે ઐશ્વર્યાદિક તેણે કરીને ભૂષિત શ્રીભગવાન છે, તેમજ શ્રીયમુનાજી પણ છે. સર્વ સદ્‌ગુણને સાહિત્ય કહ્યું તેથી ગુણની સર્વ સ્થાને પૂજા થાય છે તેથી ભગવાન્ પૂજ્ય છે અને તેમના ગુણો પણ પૂજ્ય છે, એમ જુવે તો ગુણ છે તે પૂજાભેદ બતાવે છે જેમકે થોડા વિદ્વાન કરતાં ઘણા વિદ્વાનને લોકમાં વધારે માને છે, તેમજ પ્રધાન કરતાં રાજાની વિશેષ મહત્તા છે, તેવી રીતે ગુણ પ્રમાણે ન્યૂનાધિક માન્યતા છે. તેમ બીજા દેવ કરતાં પ્રભુમાં અધિક ગુણ હોવાથી તે સર્વ માન્ય છે, તેવાજ ગુણ શ્રીયમુનાજીમાં છે; તેથી શ્રીયમુનાજી માન્ય છે. એ વિશેષણથી ઐશ્વર્ય નિરૂપણ કર્યું. હવે વળી શ્રીયમુનાજી કેવાં છે કે, શિવજી, બ્રહ્માજી અને બીજા સર્વ દેવોએ જેની સ્તુતિ કરી છે એવા શ્રીભગવાન્ છે, તેવાંજ શ્રીયમુનાજી પણ છે. એ વિશેષણથી વિર્યનું નિરૂપણ કર્યું. વળી વરસતા ઘાટા મેઘના જેવી જેની કાન્તિ છે એવા શ્રીભગવાન્ છે અને શ્રીયમુનાજી પણ તેવાં છે એ વિશેષણથી સ્વરૂપનું સૌંદર્ય પણ બતાવ્યું. જેમાં સર્વાસક્તિમૂલક યશનું નિરૂપણ કર્યું. વળી ધ્રુવજી અને પરાશર ઋષિ એ બંનેને મનોભિલષિત ફલ આપનાર શ્રીભગવાન્ છે તેવાંજ શ્રીયમુનાજી પણ છે. અહિં

શંકા થાય કે ધ્રુવાદિકને વરદાન તો શ્રીભગવાને આપ્યું છે, તો શ્રીયમુનાજી વર આપવાવાળાં કેવી રીતે ? તેના ખુલાસામાં શ્રીગુસાંઈજી લખે છે કે શ્રીયમુનાજીના તીર ઉપરજ પ્રભુ પ્રસન્ન થઈને પ્રકટ થયા, તેથી શ્રીયમુનાજીએ પણ તેમના મનોરથ પૂર્ણ કર્યા છે એ અભિપ્રાયથી શ્રીમહાપ્રભુજીએ પણ તેવું વિશેષણ આપ્યું છે. આ વિશેષણનું તાત્પર્ય એવું છે કે પોતાને શરણ આવેલા સેવકને પોતાના ઐશ્વર્ય જ્ઞાનરૂપ મનોરથ પૂર્તિ કરવાથી બીજાઓએ પણ એનો અનુભવ કર્યો, તેથી શ્રીનું નિરૂપણ થયું. વળી સર્વ દોષ રહિત અર્થાત્ જેમાં ભૂમ્યાદિ દોષ નથી એવા મથુરાજી અર્થાત્ વિશુદ્ધ મથુરાજી જેના તટમાં છે, એટલે મથુરાજી જેના સન્નિધાનમાંજ છે; એ વિશેષણ માટે શ્રીહરિરાયજી લખે છે કે નિરંતર પ્રભુના સાનિધ્યભાવથી ભક્તિ આપવાવાળાં છે તેથી જ્ઞાનનું સૂચન કર્યું. વળી સકલ ગોપ અને ગોપીજન એ સઘળાથી આવૃત (વીંટાએલાં) તો ભગવાનના પરોક્ષમાં પણ તેમના સંબંધની આશા રાખવાવાળા જે ભક્ત છે તે ભક્ત ભગવાનનો સંબંધ શ્રીયમુનાજીમાં છે એવા નિશ્ચયથી શ્રીયમુનાજીની પાસે આવીને કપટ વિના શ્રીયમુનાજીનું સેવન કરે છે; અને સર્વદા ભગવાનમાં પ્રેમ રાખે છે, પરંતુ જ્યારે ભક્તને અભિમાનાદિક દોષ ઉત્પન્ન થાય છે ત્યારે તેનું નિવારણ કરે છે; અને ભગવાનના ચરણારવિંદમાં સર્વસ્વ નિવેદનથી દૃઢ ભાવ ઉત્પન્ન થાય છે. આ વિશેષણથી વૈરાગ્યનું નિરૂપણ કર્યું. હવે કૃપાને માટે સાગરે આશ્રય કર્યો છે જેનો એવા ભગવાન્ અર્થાત્ અપાર કૃપાયુક્ત ભગવાન્ છે, તેમજ શ્રી યમુનાજી કૃપાના સાગર શ્રીભગવાન્ તેમને મળે છે. આ વિશેષ્ય બોધક પદ છે. પ્રથમ ષડ્ગુણનું નિરૂપણ છ વિશેષણથી થયુ અને આ સપ્તમ પદ વિશેષ્ય બોધક છે; તેનો હેતુ એ કે ભગવાનમાં કૃપા સદા સર્વદા આવિર્ભૂત છે, તેથી સ્વરૂપવાચકજ છે કૃપા ગુણ બીજા ગુણો જેવો નથી, કેમકે બીજા ધર્મો જો કે નિત્ય છે તોપણ જે જે ધર્મ જે લીલામાં ઉપયોગી હોય તે લીલામાં પ્રકટ કરે છે એમ કૃપાના વિષયમાં નથી. કૃપા તો સદા સર્વદા આવિર્ભૂત છે, આ વિશેષણનુ તાત્પર્ય એ છે કે જેને શ્રીયમુનાજીનો સંબંધ હોય

તેને ભગવાનનો પણ સંબંધ થાય છે. હવે શ્લોકના છેવટમાં પ્રાર્થના કરે છે કે હે શ્રીયમુને ! મારા મનનું જે કાંઇ ભગવત્પ્રાપ્તિરૂપ સુખ છે તેને ઉત્પાદક કરો, અથવા હે શ્રીયમુને ! જે રીતે મારૂં મન વિના શ્રમે અભિષ્ટ સુખને પોહોચે તેમ કરો.

હવે ઉપરના ગુણને શ્રીહરિરાયજીએ કાંઇક ભિન્ન ક્રમથી બતાવ્યા છે તે નીચે પ્રમાણે.

૧ પ્રથમ વિશેષણથી અસંખ્ય અને અનાદિવાચક અનંત શબ્દથી ગુણનો ધર્મ બતાવ્યો તેથી અતિ સામર્થ્યરૂપ ઐશ્વર્ય સૂચન કર્યું.

૨ બીજા વિશેષણથી દેવજેતૃત્વ વિર્ય સૂચન કર્યું.

૩ ઘનાઘનનિભે એ ધર્મી છે વિશેષણ નથી.

૪ ચોથા વિશેષણથી ધ્રુવાદિકને અભિષ્ટ ફલ આપવાથી યશ સૂચન કર્યો.

૫ પાંચમા વિશેષણથી ભગવાનનું દાસસાનિધ્યભાવ છે તેથી જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે વિશુદ્ધપણું થાય તો શ્રીમથુરાજીનું વિશુદ્ધ વિશેષણ આપવાથી જ્ઞાનનું સૂચન કર્યું.

૬ છઠ્ઠા વિશેષણથી શ્રીનું સૂચન કર્યું તેનું કારણ એ છે કે ગોપગોપીજન વેષ્ટિત બિરાજે છે તેથી શોભા ઘણી દેખાય છે.

૭ સાતમા વિશેષણથી વૈરાગ્યનું નિરૂપણ કર્યું એનો અભિપ્રાય એવો છે કે જ્યારે વૈરાગ્ય થાય ત્યારે દયા ઉત્પન્ન થવાથી કૃપાળુતા હોય તે વિષે કહ્યું છે કે “ नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ” હું આત્માની પણ સાધુભક્તવિના વિશેષ ઇચ્છા રાખતો નથી. એમાં એ હેતુ છે કે પ્રભુ પણ ભક્તજન વિના આત્મામાં વૈરાગ્ય દેખાડે છે. તો તેમનો સંશ્રય કરનારાં શ્રીયમુનાજી પણ તેવાંજ સમજવાં.

આ શ્લોકમાં શ્રીભગવાનના બરોબર ધર્મ શ્રીયમુનાજીમાં છે તેથી વિનાશ્રમ પ્રભુનો સંબંધ કરાવી દે છે તેનું નિરૂપણ કરી ચોથા ઐશ્વર્યનું નિરૂપણ કર્યું છે.

એ રીતે ચાર શ્લોકથી શ્રીયમુનાજીનું સ્વરૂપ અને ગુણ કહ્યા, અર્થાત્ ઉત્કર્ષ વર્ણન કરીને સ્તુતિ કરી.

मूलम्—यया चरणपद्मजा मुररिपोः प्रियंभावुका
समागमनतोभवत्सकलसिद्धिदा सेवताम् ॥
तया सदृशतामियात्कमलजा सपत्नीवय-
द्धरिप्रियकलिंदया मनसि मे सदा स्थीयताम् ॥५॥

सान्वयपदार्थः—यया જેની સાથે समागमनतः સમાગમ થવાથી चरणपद्मजा ગંગાજી मुररिपोः મુર નામે દૈત્યના શત્રુ ( શ્રીભગવાન્ )ના प्रियंभावुका પ્રિયને કરનારાં (અને) सेवताम् (પોતાની) સેવા કરનારાઓને सकलसिद्धिदा સર્વ સિદ્ધિ આપનારાં अभवत् થયાં तया તે ( શ્રી યમુનાજી ) ની સાથે सदृशता સમાન ( બરોબરી ) પણાને सपत्नी સમાન સૌભાગ્યવાળાં (શોકય) એવાં कमलजा લક્ષ્મી इव જેમ (તેમ) इयात् (કોણ) પામે ? यत् (यदि) જો ( કદાચિત ) इयात् સમાનપણુંને પામે તો कमलजा લક્ષ્મીજી इयात् પામે (એવાં) हरिप्रिय कलिंदया હરિના પ્રિય (જે ભક્તો તે ) ના ક્લેશને ખંડન કરનારા ( શ્રીયમુનાજી) એ म (मम) મારા मनसि મનમાં सदा સદાયકાળે स्थीयताम् સ્થિર રહો ( બિરાજો ).

**શબ્દાર્થ:**—જેની સાથે મળવાથી ગંગાજી પણ ભગવાનના પ્રિયને ( પ્રીતિને) કરનારાં અને પોતાની સેવના કરનારા જીવોને સર્વ સિદ્ધિઓ આપનારાં થયાં તે શ્રીયમુનાજીની સાથે બરોબરી. સરખાં સૌભાગ્યવાળાં લક્ષ્મીજીની પેઠે બીજું કોણ કરી શકે. જો કદાચિત્ શ્રીયમુનાજીની બરોબરી કરે તો લક્ષ્મીજી કરી શકે. આવાં શ્રીયમુનાજી મારા મનમાં નિરંતર બિરાજો.

**વિવેચન:**—ઉપર જે શ્રીયમુનાજીનો ઉત્કર્ષ વર્ણન કર્યો તે યોગ્યજ છે અને તેથી શ્રીમહાચાર્ય આપ મારા હૃદયમાં સદા બિરાજો એવી પ્રાર્થના કરે છે. અને શ્રીયમુનાજીનું સ્વરૂપ વર્ણન કરે છે કે આપ કેવાં છો કે શ્રીપ્રભુના ચરણથી ઉત્પન્ન થયાં એવાં શ્રીગંગાજી આપના મિલાપથી શ્રીપ્રભુને પ્રિય અને પોતાના સેવકને સકલ સિદ્ધિ આપનારાં થયાં. આ સ્થળે શ્રીમહાપ્રભુજીએ શ્રીગંગાજી નહિ કહેતાં ચરણપદ્મજા એ નામ કહ્યું તેનું તાત્પર્ય એ છે કે

શ્રીમદ્પ્રભુના ચરણકમલ છે તે નિર્દોષ પૂર્ણગુણ છે, અર્થાત્ ભક્તિરૂપજ છે; તેથી ઉત્પન્ન થયેલાં શ્રીગંગાજી પણ નિર્દોષપૂર્ણગુણ થયાં; કેમકે જે ગુણ કારણમાં હોય તે કાર્યમાં આવે તે વાત લોકાનુભવ સિદ્ધ છે; જેમકે લાલ તંતુથી બનેલું કપડું લાલ થાય, અને પીળા તંતુથી બનેલું પીળું થાય. એ ઉદાહરણથી જે જે ગુણ ભગવત્ચરણારવિંદમાં છે તે શ્રીગંગાજીમાં આવે; તથાપિ શ્રીયમુનાજીના સંગમ પહેલાં પ્રભુને પ્રિય નહોતાં, કારણ કે ચરણપ્રક્ષાલનરૂપી જલમય ભૌતિક હતાં તે પછી ગંગાજીને અન્ય સંગતિ રહી ત્યાર પછી શ્રીયમુનાજીની સંગતિ થઈ. તેથી કહ્યું છે કે—

"सा राजन्दर्शनादेव ब्रह्महत्याऽपहारिणी" (હે રાજન્! આ [ગંગા] દર્શનથીજ બ્રહ્મહત્યાખ્ય પાપને નાશ કરે છે) એ વાક્યથી તથા વેદમાં પ્રયાગનું વર્ણન કર્યું છે તે, અર્થાત્ શ્રીગંગાજી તથા શ્રીયમુનાજીનો સંગમ થાય છે તેનું વર્ણન છે; તે શ્રુતિનો અર્થ જ્યાં શ્વેત અને શ્યામ નદી મળે છે (ત્યાં) જે મનુષ્ય સ્નાન કરે છે તે સ્વર્ગને પામે છે, અને જે વિદ્વાન ધીર પુરૂષ પોતાનું શરીર ત્યાં છોડે છે તે મોક્ષને પામે છે. ત્યાં શ્વેત ગંગાજી અને શ્યામ શ્રીયમુનાજી એ બંનેના સંગમનું સ્થાન પ્રયાગસ્ફુટ પ્રતીત થાય છે.

હવે એમ સિદ્ધ થયું કે શ્રીયમુનાજીના સંબંધથીજ ગંગાજી અધિક માહાત્મ્યવાન્ થયાં છે. તો શ્રીયમુનાજીની બરાબરી બીજું કોણ કરી શકે અર્થાત્ કોઈ નહિં. છતાં કહે છે કે કદાચિત્ કમલજા જે લક્ષ્મી તે સમાનતા કરે તો કરી શકે; તેમાં હેતુ એ છે કે શ્રીલક્ષ્મીજી પોતાનાં સપત્ની છે, કદાચિત્ સપત્ની સમાનતા કરે તો થાય છે, પરંતુ તોપણ શ્રીયમુનાજીની બરાબરી કરી શકે તેમ નથી; કેમકે જે હરિભક્ત છે તેના દોષને શ્રીયમુનાજી દૂર કરનાર છે શ્રીલક્ષ્મીજી નથી. અહીં લક્ષ્મીજીનું નામ કમલજા કહ્યું તેનું પ્રમાણ વિષ્ણુપુરાણમાં લક્ષ્મીજીની કથામાં "पुनश्चपद्मादुद्भूता आदित्योऽभूद्यदा हरिः જ્યારે પ્રભુ સૂર્યરૂપે થયા ત્યારે શ્રીલક્ષ્મીજી કમળથી પ્રકટ થયાં" અને ઇંદ્રકૃત સ્તુતિમાં પણ "नमस्ते सर्वभूतानां जननीमब्जसंभवाम्" એમ કહેલું છે. હવે શ્રીયમુનાજી

પ્રભુને બહુ વહાલાં છે તેનો હેતુ એ છે કે તે ભક્તના દોષ નિવારણ કરે છે. એ વાત हरिप्रियकलिंदया એ વિશેષણથી સિદ્ધ થાય છે. કેમકે હરિને પ્રિય જે ભક્તજન તેના કલિ એટલે દોષ તેને દા એટલે ખંડન કરનાર, એ વિશેષણવિશિષ્ટ શ્રીયમુનાજીને હૃદયમાં પધારવાની પ્રાર્થના કરી તેનો હેતુ એ છે કે જો શ્રીયમુનાજી હૃદયમાં બિરાજે તો હું પ્રભુને પ્રિય થાઉં આ શ્લોકમાં પાંચમું ઐશ્વર્ય ભક્તના દોષ નિવારણ કરવાપણું સિદ્ધ થયું. (૫)

હવે પૂર્વોક્ત ગુણોથી એમ સિદ્ધ થયું કે આપ સમાન બીજું કોઇ નથી એટલે એવાં સામર્થ્ય વિશિષ્ટ શ્રીયમુનાજીને નમન વિના બીજુ કાંઈ કરી શકાતું નથી, અને તે નમન પણ પ્રભુ કૃપા હોય ત્યારેજ થાય. શ્રીપ્રભુની કૃપા હોય તોજ શ્રીયમુનાજી ઉપર શ્રદ્ધા થાય માટે આગળના શ્લોકમાં નમનપૂર્વક શ્રીયમુનાજીનું ચરિત્ર વર્ણન કરે છે.

**मूलम्—नमोस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं**
**न जातु यमयातना भवति ते पयःपानतः ॥**
**यमोऽपि भगिनीसुतान्कथमु हंति दुष्टानपि**
**प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः ॥६॥**

सान्वयपदार्थः—यमुने હે યમુનાજી सदा નિરંતર नमः (તમને) નમસ્કાર अस्तु હો (અને) तव તમારૂં चरित्रम् ચરિત્ર अत्यद्भुतं અતિશય અદ્‌ભૂત છે ( કારણ કે ) तव તમારૂં पयःपानतः પય (જલ) પાન કરવાથીજ यमयातना યમ (રાજા) સંબંધી દુઃખ जातु ક્યારે પણ) न નથી भवति થતું (અને) यमः યમ (રાજા) अपि પણ दुष्टान् દુષ્ટ [ ખરાબ એવા ] अपि પણ भगिनी सुतान् બેનનાં છોકરાંઓને उ અહો (અરે) कथं કેમ हंति મારે છે ? (મારે નહિ) तव તમારી सेवनात् સેવના [સેવા] કરવાથી यथा જેમ गोपिकाः ગોપીઓ (તેમ) हरेः હરિ ( દુઃખ હરનાર પ્રભુ ) ને प्रियः વહાલો भवति થાય છે.

**શબ્દાર્થ**—હે યમુનાજી નિરંતર તમને નમસ્કાર હો ! અને તમારૂં ચરિત્ર અતિશય અદ્‌ભુત છે, કારણ કે તમારૂં જલપાન કરવાથીજ યમરાજા સંબંધી દુઃખ ક્યારે પણ થતું નથી અને યમરાજા પણ દુષ્ટ એવાં પણ બેનનાં છોકરાંઓને કેમ મારે ? (મારે નહિ) તમારી સેવા કરવાથી જેમ ગોપીઓ હરિને પ્રિય થય તેમજ જીવ પણ તમારી સેવા કરવાથી હરિને પ્રિય થાય છે.

**વિવેચનઃ**—શ્રીયમુનાજીને નમનપૂર્વક કહે છે કે તમારૂં ચરિત્ર અત્યંત અદ્‌ભુત છે, અદ્‌ભુત એટલે લૌકિક રીતથી વિલક્ષણ એટલે જે પદાર્થ જેનું સાધન નથી તેને તેનું સાધન કરી દેવું એ વિલક્ષણતા તેજ અદ્‌ભુતપણું. જેમ આપનુ ચરિત્ર અદ્‌ભુત છે તેમજ શ્રીપ્રભુજીનું ચરિત્ર પણ અદ્‌ભુત છે, તે નિબંધના પ્રારંભમાંજ શ્રીમદ્‌આચાર્યચરણ આજ્ઞા કરે છે કે " कृष्णायाऽद्‌भुतकर्मणे " હવે અસાધનને સાધન કરવામાં ઉદાહરણ આપે છે કે જેમ કામાદિક પદાર્થ ભક્તિમાં પ્રતિબંધક અર્થાત્ અસાધન છે, પરંતુ તેજ કામાદિકને પ્રભુ પરત્વે લગાડે તો પ્રભુ તેને પ્રમેયબળથી ભક્તિમાં સાધન કરી દે છે. જેમકે શ્રીગોપીજનને ભક્તિ સિદ્ધ થઈ. તેમજ શ્રીયમુનાજી પણ અસાધનને સાધન કરે છે, જેમકે જળપાનથી યમયાતનાનો અભાવ. તે કહે છે કે, હે શ્રીયમુનાજી ! તમારા જળપાનથી ક્યારે પણ યમરાજા તરફનું દુઃખ તમારા ભક્તને નહિ થાય. એમાં અદ્‌ભુતપણું એ કે તૃષાના હેતુથી જળપાન કરનાર ભક્તને પણ યમરાજની તરફનું દુઃખ મટે છે. પય શબ્દના બે અર્થ થાય છે એક જલ અને બીજો દૂધ. તેથી બીજો અર્થ પણ એવો છે કે આપના દૂધના પાનથી યમયાતના થતી નથી. સાધારણ રીતે માતાના પયપાનથી યમયાતના દૂર થતી નથી, પરંતુ આપના પયઃપાનથી તો યમયાતના દૂર થાય છેજ. ( અહિં શ્રીયમુનાજીનું દૂધ પાન કર્યું તેનો ભાવાર્થ એવો છે કે શ્રીયમુનાજીમાં માતૃભાવ રાખી જળપાન કરવું તેજ દૂધપાન કર્યા બરાબર છે ) ત્યાં શંકા થાય કે તેમાં હેતુ શું ? ત્યાં કહે છે કે યમરાજા પોતાની બેનના પુત્ર દુષ્ટ હોય તો

પણ તેને દુઃખ કેમ આપે? અર્થાત્ ન જ આપે. કેમકે બેનના પુત્ર ભાણેજ થયા, તો ભાણેજ તો પૂજ્ય છે, તેથી તેને દુઃખ નજ આપે. હવે શ્રીયમુનાજી યમનાં બેન કેવી રીતે તે વિષે કહે છે કે યમ સૂર્યના પુત્ર છે, અને યમુનાજી સૂર્યના પુત્રી છે, તેથી યમરાજાનાં નાનાં બેન છે. હવે ઉપર કહ્યું કે યમયાતના થતી નથી તો તેમાં શું પ્રમાણ? ત્યાં કહે છે કે યમુના માહાત્મ્યમાં યમુનાજી પ્રત્યે યમે કહ્યું છે કે—

**यमुने कृपया पापानवश्यं तारयिष्यसि ।**
**मयि त्वया दया कार्या निर्दये निग्रहीतरि ॥**

હે યમુના! આપ કૃપા કરીને પાપીઓનું તારણ કરશો, તો મારા ઉપર પણ આપને દયા કરવી ઉચિત છે. કારણ કે લોકના નિગ્રહ કરવાવાળો હું નિર્દય છું. ત્યાં શ્રીયમુનાજીએ ઉત્તર આપ્યો છે કે—

**एवमस्तु मदंभोभिः स्नात्वात्वामादरान्नराः ।**
**दशभिश्चचतुर्भिश्च तर्पयिष्यति नामभिः ॥**
**तेन हिंसा परोऽपित्वं धृतकल्पो भविष्यसि ।**
**निरातंका भविष्यन्ति भवत्तोयेपि पापिनः ॥**

હવે એમ થશે કે મારાજલથી નહાઈને તમને આદર કરીને તમારા ચૌદ નામથી તમારૂં તર્પણ કરશે, તેથી તમે જો કે હિંસાપર છો તોપણ ધૃતકલ્પ (શુદ્ધરૂપ) થશો, અને તે જીવ પાપી હશે તો પણ તમારાથી દુઃખ નહિ પામે, એ વાક્યથી દોષભય દૂર કર્યો. હવે ફલ બતાવે છે કે આપના સેવનથી પ્રભુને પ્રિય થવાય છે, તેમાં ઉદાહરણ કહે છે કે જે રીતે ગોપિકા આપના સેવનથી પ્રભુને પ્રિય થયાં, તેજ રીતે. આ શ્લોકથી છઠું ઐશ્વર્ય કે જે તમારા સેવનથી વ્રજભક્તની પેઠે ભગવાનને પ્રિય થવાપણું તે સિદ્ધ કર્યું. (૬)

હવે પૂર્વ શ્લોકમાં શ્રીયમુનાજીનું સ્વરૂપ સામર્થ્ય નિશ્ચયપણે બતાવીને હવેના શ્લોકમાં પ્રભુપ્રિયત્વમાં જે ઉપયોગી પદાર્થ છે તેનું અને જે અભિપ્રેત છે તેનું નિરૂપણ કરે છે.

मूलम्—ममाऽस्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुंदप्रिये ॥
अतोस्तु तव लालना सुरधुनी परं संगमा-
त्तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

सान्वयपदार्थः—मुकुंदप्रिय મુક્તિ દેનારા ભગવાનને પ્રિય ( હે શ્રી-યમુનાજી ) तव તમારી सन्निधौ સમીપમાં मम મારૂં तनुनवत्वं શરીરનું નવાપણું ( લીલામાં ઉપયોગી દેહની નવીનતા ) अस्तु થાઓ एतावता એટલાથી ( શરીર પરિવર્તન માત્રથી ) मुररिपौ મુરદૈત્યના શત્રુ (ભગવાન) માં रतिः પ્રીતિ दुर्लभतमा અતિશયદુર્લભ न નથી अतः એ કારણ માટે तव તમારી लालना ( આ સ્તુતી રૂપી ) લાડ अस्तु હોય ( અને ) सुरधुनी શ્રીગંગાજી તે ( પણ ) परं કેવળ तव તમારા एव જ संगमात् સંગમથી भुवि પૃથ્વીમાં कीर्तिता કીર્તન કરાયેલ છે ( પણ તમારા શિવાય એકલાંને વખાણેલ નથી તેમાં પણ ) पुष्टिस्थितैः પુષ્ટિમાર્ગમાં રહેલા ( જીવો ) એ तु તો कदा ક્યારે अपि પણ ( તમારા શિવાય વખાણેલાં ) નથી.

**શબ્દાર્થઃ**—મુક્તિ દેનારા ભગવાનને પ્રિય હે શ્રીયમુનાજી ! તમારી સમીપમાં મારૂં શરીરનું નવાપણું (સેવોપયોગી દેહની નવીનતા) થાઓ. એટલાથીજ મુરદૈત્યના શત્રુ ભગવાનમાં પ્રીતિ અતિશય દુર્લભ નથી એટલા માટે તમારી આ સ્તુતિ હોય—(થાઓ) અને શ્રીગંગાજી તે પણ કેવળ તમારાજ સંબંધથી પૃથ્વીમાં કીર્તન કરાયેલ છે, પણ તમારા શિવાય એકલાને વખાણેલ નથી તેમાં પણ પુષ્ટિમાર્ગમાં રહેલા જીવોએ તો ક્યારે પણ તમારા સિવાય વખાણેલાં નથી.

**વિવેચનઃ**—દેહધારીઓનો આવશ્યક ધર્મ છે કે શ્રીયમુનાજીના તીર ઉપર વાસ કરીને તેમનું સેવન અને જલપાન કરવું, એ વ્યવહારથી શ્રીયમુનાજીનો સંબંધ થાય. તો મુક્તિથી પણ અધિક એ

ભક્તિ તે પ્રાપ્ત થાય છે. તો તેને યમયાતના ન થાય તેમાં સંદેહજ નથી. શ્રીહરિરાયજી કહે છે કે "आवश्यकदैहिकधर्मेपि त्वत्संबंधे मुख्याधिकभक्तिप्राप्तिर्यत्र" વળી દેહ છે તે બીજા દેહનો આરંભ કરવાવાળો છે, અર્થાત્ એક દેહથી બીજો દેહ થાય છે; અને દેહ વિના જીવ રહેતો નથી, તેથી એ દેહથી બીજા દેહનું આરંભપણું છે, તેમાં પ્રમાણ "प्रज्ञया शरीरं समारुह्य" પ્રજ્ઞાએ કરીને શરીરનું ગ્રહણ કરીને" એમ શ્રુતિ છે વળી એમ શંકા થાય કે મુક્તિમાં તો દેહ છોડવોજ જોઇએ કેમકે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી મુક્તિ શેની? ત્યાં કહે છે કે મુક્તિમાં સેવોપયોગી દેહ રહે છે. વૈકુંઠાદિકમાં દેહાંતર પણ હોય છે. એ વાત શ્રીમદાચાર્યચરણે સેવાફલ વિવૃતિમાં લખી છે કે "सेवोपयोगी देहो वैकुंठादिषु" તેમાં પણ આપનું સાન્નિધાન હોય અર્થાત્ આપના સમીપ દેહાંતર પ્રાપ્તિ હોય ત્યારે તેને યમયાતના ન હોય તેનાં આશ્ચર્ય શું? તમારા સંનિધાનમાં મારૂં નવું શરીર થાય, અર્થાત્ લીલોપયોગી નવા દેહની સંપત્તિ થાય, એ વાક્યથી પૂર્વ શરીરની નિવૃત્તિ બતાવી, તો તે વાત પણ આપના કરવાથીજ થશે એમ જણાવવા માટે અસ્તુ પદથી પ્રાર્થના છે. તેમાં તમારા સન્નિધાનમાં શરીરની નિવૃત્તિ થાય અને તે પછી લીલોપયોગી નૂતન દેહની પ્રાપ્તિ થાય કેમકે બીજાના સંનિધાનમાં દેહ ત્યાગથી ઉપર કહેલી સિદ્ધિ ન થાય. હવે તે પછી એટલે લીલોપયોગી દેહપ્રાપ્તિ પછી હે મુકુંદને પ્રિય એવાં શ્રીયમુનાજી મુરરિપુ શ્રીકૃષ્ણમાં પ્રીતિ દુર્લભ નથી. કારણકે આપ મુકુંદ જે મુક્તિ, આપવાવાળા છે તેનાં પ્રિયા છો. તેવીજ રીતે તે મુરરિપુ પ્રભુ પણ મુર જે જલદોષાત્મક દૈત્ય તેના શત્રુ છે, તેથી દોષ દૂર કરીને પછી અનુગ્રહ કરે છે. જેમકે ભૌમાસુરે કન્યાઓને રોકી રાખી અને તેનો પ્રતિબંધક મુર દૈત્યને રાખ્યો હતો. ત્યારે પ્રભુએ પ્રતિબંધ દૂર કર્યો, અને તેમનો અનુગ્રહ કર્યો. તેવીજ રીતે આપના સંબંધથી પ્રભુ ભક્તના દોષ દૂર કરીને અનુગ્રહ કરે છે. એ વાત મુરરિપુ પદથી સૂચિત કરી. હવે જે હેતુથી શરીરની

નિવૃત્ત પર્યંત આપની સ્તુતિ થાય એવી પ્રાર્થના છે, તેનું તાત્પર્ય એ છે કે આપની કૃપા વિના સ્તુતિ પણ થઇ શકતી નથી. હવે સેવોપયોગી દેહની પ્રાપ્તિને અર્થે શ્રીયમુનાજીની પ્રાર્થના છે, તે બીજાની પ્રાર્થનાથી એ વાત સિદ્ધ થતી હોય તો શ્રીયમુનાજીની પ્રાર્થનાજ કેમ કરે ? તેમજ બીજું કોઈ સેવોપયોગી દેહ સંપાદક નથી. પરંતુ શ્રીગંગાજી તો છે, ત્યારે શ્રીગંગાજીની સ્તુતિ કેમ ન કરે ? ત્યાં કહે છે કે યદ્યપિ ગંગાજી ફલસાધિકા છે એ વાત ખરી છે, પણ તે શ્રીયમુનાજીના સંગમથીજ, કેવળ શ્રીગંગાજીની સ્તુતિ દેખાતી નથી, શ્રુતિમાં सितासिते ઇત્યાદિ વાક્યથી પણ શ્રીયમુનાજી મિશ્રિતનીજ સ્તુતિ છે, કેવળ ગંગાજીની નથી. ત્યાં શંકા થાય કે કોઇક પુરાણમાં કેવલની પણ સ્તુતિ છે, તેનું કેમ ? ત્યાં કહે છે કે **न तु कदापि पुष्टिस्थितैः** કદિ મર્યાદામાર્ગીય કેવળ ગંગાજીની સ્તુતી કરે, પરંતુ પુષ્ટિમાર્ગીય તો કેવળ ગંગાજીની સ્તુતિ કરશે નહિં. મર્યાદા અને પુષ્ટિનું સ્વરૂપ શ્રીમદાચાર્યજીએ પુષ્ટિપ્રવાહમર્યાદા ભેદ નામના ગ્રંથમાં સ્ફુટ બતાવેલું છે. મર્યાદામાર્ગીય કેવલની સ્તુતિ કરે છે તેનું કારણ એ છે કે તે શ્રીયમુનાજીનું યથાર્થ સ્વરૂપ જાણતા નથી. અને પુષ્ટિમાર્ગીય આપનું સ્વરૂપ યથાર્થ જાણે છે; તેથી કેવલ શ્રીગંગાજીની સ્તુતિ કરતા નથી. આ બાબતમાં શ્રીપુરૂષોત્તમજી એવો અભિપ્રાય જણાવે છે કે ગંગાજીની સ્તુતિ પૃથ્વી ઉપર થાય છે, પરંતુ તે આપની સંગતથી થાય છે, પુષ્ટિ-સ્થિત લોકે કદી પણ કેવલ શ્રીગંગાજીની સ્તુતિ કરી નથી, તેમાં કારણ એ છે કે ગંગાજી જો કે સેવોપયોગી દેહસંપાદન કરે છે પણ જે અભિષ્ટ અર્થાત્ જેવો મનોરથ છે, એવો સેવોપયોગી દેહસંપાદન કરતાં નથી. જો તેવો દેહસંપાદન કરતાં હોત તો તેમની સ્તુતિ કરત. આ શ્લોકમાં પણ પૂર્વવત્ સપ્તમ ઐશ્વર્ય સિદ્ધ કર્યું. ૭.

હવે આઠમા શ્લોકમાં શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીયમુનાજીની સ્તુતિ કરવામાં અસામર્થ્ય સૂચવે છે.

मूलम्-स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये ॥
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाधिका सकलगोपिकासंगम-
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥८॥

सान्वयपदार्थः—कमलजासपत्नि હે લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં प्रिये હે પ્રિયે (હે શ્રીયમુનાજી) तव તમારી स्तुतिं સ્તુતિને कः કોણ करोति કરે છે (કોઇ કરી શકતુ નથી કારણ કે) हरेः હરિ (દુઃખ હરનાર ભગવાન્) સંબંધી यदनुसेवया જે લક્ષ્મીજીની અનુસેવા તેણે કરીને आमोक्षत મોક્ષપર્યંત सौख्यं સુખ भवति થાય છે (અને) तव તમારી इयं આ कथा (માહાત્મ્ય) કથા अधिका (સર્વથી) અધિક છે (જે) सकलगात्रजैः સર્વ અંગથી ઉત્પન્ન થયેલા એવા सकलगोपिकासंगमस्मरश्रमजलाणुभिः સર્વ ગોપીજનના સમાગમથી થયેલા કામ સંબંધિ જે શ્રમજલનાં બિંદુઓ તે સાથે संगमः સમાગમ (થાય છે.)

શબ્દાર્થ—હે શ્રીલક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં અને શ્રીભગવાનને પ્રિય યમુનાજી તમારી સ્તુતિ કોણ કરી શકે? (કોઇ નહિ) કારણ કે શ્રીહરિ સંબંધી જે લક્ષ્મીની સેવા તેણે કરીને મોક્ષપર્યંત સુખ થાય છે, અને તમારી આ માહાત્મ્ય કથા તો સર્વથી અધિક છે કે જે (તમારી સેવા કરવાથી તો તમારા ભક્તને) સર્વ અંગથી ઉત્પન્ન થયેલા એવા સર્વ ગોપીજનના સમાગમથી થયેલા કામ સંબંધી જે શ્રમજલનાં બિંદુઓ તેની સાથે સમાગમ થાય છે (લીલાની પ્રાપ્તિ અનુભવ સાથે થાય છે.)

વિવેચન—પૂર્વ શ્લોકમાં કહ્યું કે જ્યારે સર્વવંદ્યા શ્રીગંગાજીની સ્તુતિ પણ આપના સંબંધ પછીજ થઇ, તો આપની સ્તુતિ કરવામાં કોણ સમર્થ છે? તેમાં હેતુ કહે છે કે આપ લક્ષ્મીજીનાં સપત્નિ છો. અને સર્વ સ્થાનમાં સ્તત્યતા ભગવત્સંબંધથીજ છે.

તે સંબંધ બીજા સર્વમાં લક્ષ્મીજીથી ન્યૂન છે, તેથી લક્ષ્મીજી અત્યંત સ્તુત્ય છે, અને આપ શ્રીલક્ષ્મીજીનાં સપત્ની (સમાન સૌભાગ્યવાળાં) છો. અહિં એમ શંકા થાય કે શ્રીલક્ષ્મીજીનાં સપત્ની હોવાથી અત્યંત સ્તુત્યા છે, તો પેહેલાં કહ્યું કે આપની સ્તુતિ કોઈ કરી શકતું નથી તે કેમ? ત્યાં કહે છે કે જો સપત્ની પણાથી સમાન હોય તો સ્તુતિ થઈ શકે, પરંતુ શ્રીયમુનાજી તો પ્રિયા અર્થાત્ લક્ષ્મીજીથી પણ વિશેષ પ્રેમપાત્ર છે, તેથી તેમની સ્તુતિ અશક્ય છે. હવે ઉપર કહ્યું કે લક્ષ્મીજીથી વિશેષ પ્રિય શ્રીયમુનાજી છે. તેનું શું કારણ? ત્યાં કહે છે કે, પ્રથમ પ્રભુની સેવા કરીને લક્ષ્મીજીની સેવા કરવામાં આવે તો મોક્ષપર્યંત સુખ મળે છે, અર્થાત્ પ્રભુસહ લક્ષ્મીજીની સેવાથી મોક્ષ મળે, અને કેવળ લક્ષ્મીજીના સેવનથી મોક્ષ પણ ન મળે, કારણ કે કેવળ લક્ષ્મી મોક્ષનો વિઘાત કરે છે. अनु શબ્દનો અર્થ પાછળ થાય છે અર્થાત્ મુખ્ય સેવન પ્રભુનું અને પછી લક્ષ્મીનું એ રીતે કરવાથી મોક્ષમાત્ર મળે છે. અને શ્રીકાલિંદીજીનો ઉત્કર્ષ વિશેષ છે, તે અર્ધ શ્લોકથી કહે છે કે આપની કથા મુક્તિથી પણ અધિક છે. અર્થાત્ આપની કથાના રસિક ભક્તજનો મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી, શ્રીમદ્ભાગવત ષષ્ઠસ્કંધના નવમ અધ્યાયમાં अथ ह वाव तव महिमाऽमृतरससमुद्रविप्रुषासकृदवलीढया इत्यादि ગદ્ય છે.

એમાં કથાપ્રસંગ એ છે કે ભગવાનની સ્તુતિ દેવતા કરે છે, ત્યાં કહે છે કે તમારા મહિમારૂપી અમૃતના બિંદુઓ આસ્વાદ કરવાથી દૃષ્ટ અને શ્રુત સુખ જેણે વિસ્મૃત કરેલાં છે એવા એકાંતિક ભક્તજનો હોય છે કે જેઓ મોક્ષનો પણ અનાદર કરે છે.

વળી ગોપીજન તથા શ્રીપ્રભુના રસ સંબંધી જે શ્રમ તેથી ઉત્પન્ન થયેલા જે પ્રસ્વેદ જલબિંદુ જે સકળ શરીરમાં વ્યાપ્ત તેનો સંબંધ જેને છે, એવાં શ્રીયમુનાજી રાસક્રીડા સંબંધી છે. તેથી શ્રીયમુનાજીને ભગવત્સંબંધી રસ પરિપૂર્ણ છે, તેથી પોતાનું સેવન કરનારને પણ તેવા કરે છે; એ વાત લક્ષ્મીજીથી અધિક છે આ

શ્લોકમાં પ્રભુના પ્રસ્વેદનું જલ પોતાના જલમાં મલ્યું તેનો સંબંધ કરાવવારૂપી ઐશ્વર્ય સિદ્ધ થયું. ૮

એ પ્રકારે આઠ શ્લોકવડે શ્રીકાલિંદીજીની સ્તુતિ કરીને આ સ્તોત્રના પાઠનું ફલ નવમા શ્લોકમાં કહે છે. યદ્યપિ શ્રીયમુનાજીના સ્તોત્ર અન્યકૃત છે તેના પાઠ કરતાં આમાં વિશેષ શું? એમ શંકા થાય ત્યાં કહે છે કે બીજા સ્તોત્રથી વક્ષ્યમાણ જે ફલસિદ્ધ તે થતી નથી તેથી આ સ્તોત્રનોજ પાઠ કરવો ઉચિત છે. ત્યાં શંકા થાય કે બીજા સ્તોત્રથી વક્ષ્યમાણ ફલ કેમ સિદ્ધ થતું નથી? તેના ઉત્તરમાં કહે છે કે જેવું સ્વરૂપનું યથાર્થ નિરૂપણ આ સ્તોત્રમાં છે તેવું અન્ય સ્તોત્રમાં નથી.

**मूलम्—तवाष्टकमिदं मुदा पठति सूरसूते सदा**
**समस्तदुरितक्षयो भवति वै मुकुंदे रतिः**
**तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति**
**स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ॥९॥**

**इति श्रीवल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं संपूर्णम् ॥**

**सान्वयपदार्थः—सूरसूते** હે સૂર્યનાં પુત્રી (હે શ્રીયમુનાજી) **तव** તમારૂં **इदं** આ **अष्टकम्** અષ્ટકને (જે માણસ) **सदा** હમ્મેશ **मुदा** હર્ષે કરીને **पठति** પાઠ કરે છે (તે માણસનાં નિશ્ચયે કરીને) **समस्तदुरितक्षयः** સઘળાં પાપોનો નાશ **भवति** થાય છે (અને) **मुकुंदे** મુકુંદ (ભગવાન્)માં **रतिः** પ્રીતિ (થાય છે) **तया** તે (પ્રીતિ) વડે **सकलसिद्धयः** સર્વ સિદ્ધિઓ (સિદ્ધ થાય છે) **च** અને **मुररिपुः** મુરદૈત્યના શત્રુ (ભગવાન્) **संतुष्यति** સારી રીતે પ્રસન્ન થાય છે (અને) **स्वभावविजयः** સ્વભાવનો વિજય **भवेत्** થાય છે **इति** એ રીતે **श्रीहरेः** શ્રીયુક્ત દુઃખ હરનાર ભગવાનને **वल्लभः** પ્રિય (એવા શ્રીમહાપ્રભુજી) **वदति** કહે છે.

**શબ્દાર્થ:**—હે સૂર્યનાં પુત્રી શ્રીયમુનાજી તમારા આ અષ્ટકનો જે માણુસ હમેશાં હર્ષે કરીને પાઠ કરે છે તે માણુસનાં નિશ્ચયે કરીને સઘળાં પાપોનો નાશ થાય છે. અને મુકુંદ ભગવાનમાં પ્રીતિ થાય છે. તે પ્રીતિવડે સર્વ સિદ્ધિઓ સિદ્ધ થાય છે એ રીતે શ્રી-ભગવાનને પ્રિય એવા શ્રીમહાપ્રભુજી કહે છે.

**વિવેચન:**—શ્રીયમુનાજીના આ સ્તોત્રના પાઠથી સમસ્ત પાપનો ક્ષય થાય છે અને તે પછી મોક્ષ આપવાવાળા શ્રીપ્રભુમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, અર્થાત્ જ્યારે પાપ ક્ષય થાય ત્યારે પ્રભુ કૃપાપક્ષ-પાત થાય અને તેથી શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય. કહ્યું છે કે **नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते** "જેનાં પાપનો નાશ થયો છે તે મનુષ્યને શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય છે" તો પ્રથમ પાપ ક્ષય થયા પછી ભક્તિ થાય. અહિં શંકા થાય કે પાપ ક્ષય તો જ્ઞાનથી પણ થાય છે, કેમકે ગીતાજીમાં કહ્યું છે કે "**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा**" અર્જુન પ્રત્યે ભગવાન્ કહે છે કે જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે. ત્યાં કહે છે કે જ્ઞાનમાં ક્લેશ ઘણો છે, અને આ સ્તોત્રના પાઠમાં તેટલો ક્લેશ નથી, માટે એનો ઉત્કર્ષ છે. હવે એમાં કહ્યું કે મુકુંદમાં પ્રીતિ થાય તો મુકુંદ શબ્દનો અર્થ તો મુક્તિ આપનાર એવો થાય છે, તો ભક્તિ આપનાર એવો અર્થ શી રીતે? ત્યાં કહે છે કે એ વાત સત્ય પરંતુ શ્રીયમુનાજીના સ્તોત્રના પાઠથી ભક્તિ પણ આપે છે; એથી પ્રભુના સ્વભાવનું પરાવર્ત્તકપણું સૂચન કર્યું. હવે પ્રભુપદપદ્મમાં પ્રીતિ થવાથી પૂર્વોક્ત સકલ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, અને મુરરિપુ જે ભગવાન્ તે પ્રસન્ન થાય છે. અહિં ભગવાનનું મુરરિપુ નામ ધરવાનો અભિપ્રાય એ છે કે કદાચિત્ કોઇ પ્રતિબંધ હોય તો આ સ્તોત્રનો પાઠ અને તેથી થતું સ્વેષ્ટ ફલ કેમ સિદ્ધ થાય; તે પ્રતિબંધની નિવૃત્તિ માટે મુરરિપુ એ નામ કહ્યું છે. કેમકે જેમ મુરદૈત્ય રાજકન્યાઓનો પ્રતિબંધક હતો, તેને મારી ભગવાને તેમનો પ્રતિબંધ દૂર કરી અંગીકાર કર્યો તેમજ, કદાચિત ભક્તને પ્રતિબંધક કોઇ હોય તો તેને દૂર કરી

અનુગ્રહ કરે; એ જ્ઞાપન કરવા માટે મુરરિપુ પદ મૂક્યું છે. તે ફલાંતરનું સૂચન કરે છે કે સ્વભાવ વિજય થાય, અર્થાત્ સ્વભાવ દુષ્ટ હોય તો તે બદલાઈને ઉત્તમ સ્વભાવ થાય. ત્યાં શંકા થાય કે એ વાત તો બહુ કઠિન છે કેમકે સ્વભાવનું બદલાવું તો બહુ તપશ્ચર્યા કરવાથી થાય તે સ્તોત્ર પાઠ માત્રથી કેમ થઇ શકે ? અને અર્થજ્ઞાન પૂર્વક સ્તોત્ર પાઠથી થઈ શકે એમાં પ્રમાણ શું ? ત્યાં કહે છે કે જે આપ્તવાક્ય છે તે શ્રીમહાપ્રભુજી કહે છે. ત્યાં સંદેહ થાય કે એ વાત બીજા કોઇએ કેમ કહી નથી. ત્યાં કહે છે કે બીજાને શ્રીપુરૂષોત્તમનો સાક્ષાત્કાર નથી, તેથી તે શી રીતે કહી શકે ? સાક્ષાત્ સ્વરૂપસંબંધી હોય તેનેજ થાય છે; બીજાને થતું નથી. અને શ્રીયમુનાજી સાક્ષાત સ્વરૂપસંબંધિની છે, એ વાત પ્રથમ કહી છે, તેથી શ્રીમદાચાર્યજીને શ્રીપુરૂષોત્તમનું સાક્ષાત્સ્વરૂપજ્ઞાન છે, અને તેથી શ્રીયમુનાજીના સ્વરૂપનું પણ જ્ઞાન છે, તેથી શ્રીયમુનાજીનું યથાર્થ નિરૂપણ કર્યું છે. એ વાતમાં કોઇ વાતની અનુપપત્તિ નથી, અર્થાત્ સર્વ પ્રમાણસિદ્ધ છે. આ નવમા શ્લોકથી પાંચ ફલ બતાવ્યાં. ૧ સર્વ પાપનો નાશ, ૨ મોક્ષ આપવાવાળા શ્રીભગવાન્માં ભક્તિ, ૩ તે ભક્તિથી સર્વ ઇષ્ટસિદ્ધિ, ૪ દોષનિવારક પ્રભુ પ્રસન્ન થાય, ૫ સ્વભાવવિજય એટલે દુષ્ટ સ્વભાવ હોય તે મટીને ઉત્તમ સ્વભાવ થાય. એથી સંસારમાંથી આસક્તિ છૂટે અને પ્રભુપદ[illegible]પરાગમાં પ્રીતિ સિદ્ધ થાય છે ॥ ૯ ॥

इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं गुर्जरटीका-
सहितं संपूर्णम्

શ્રા
દાસ સનાઢય બ્રાહ્મણ
,, ગૌડ ,,
,, સારસ્વત ,,
ણદાસ અંબાલાના
ણદાસ ભાટ મથુરાના
ણદાસ દીવાન લુહાણા
।
ક્ષત્રાણી સીંહનંદનાં
દરદાસની સ્ત્રી વીરબાઈ
ક્ષત્રી સ્ત્રીપુરૂષ સિંહનંદના
સુતાર અડેલના
ત્રી અન્ય માર્ગીયનો

ત્તમદાસ
ભાટ
સ ઈટોડાના

૭૨ બાદરાયણદાસ પુષ્કરણા બ્રાહ્મણ
૭૩ સદુપાંડે માણેકચંદ પાંડે
૭૪ નરહરદાસ સંન્યાસી
૭૫ ગોપાળદાસ જટાધારી
૭૬ કૃષ્ણદાસ બ્રાહ્મણ
૭૭ સંતદાસ ચોપડા ક્ષત્રી
૭૮ સુંદરદાસ
૭૯ માવજી પટેલ તથા તેમનાં સ્ત્રી વીરજા
૮૦ ગોપાલદાસ નરાડાના
૮૧ સુરદાસજી ગૌઘાટના
૮૨ પરમાનંદદાસ કનોજીયા બ્રાહ્મણ
૮૩ કુંભનદાસજી
કુંભનદાસના બેટા કૃષ્ણદાસ
૮૪ કૃષ્ણદાસ અધિકારીજી.

